પરોપકારાય સતાં વિભૂતય:



# સામાયિક ચૈત્યવંદન સૂત્ર

## (અર્થ સહિત).

પ્રકાશક—
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ
—મ્હેસાણા.

# અનુક્રમણિકા.







परोपकाराय सतां विभूतय:



# સામાયિક ચૈત્યવંદન સૂત્ર.

( અર્થ સહિત. )

પ્રકાશક—

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી,

શાહ વેણીચંદ સુરચંદ—મ્હેસાણા.

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦૦.

વીર સં. ૨૪૫૨. વિક્રમ સં. ૧૯૮૨. સને ૧૯૨૫.

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદ ત્રિકમલાલે છાપ્યું.

કાળુપુર-ટંકશાળ—અમદાવાદ.

મૂલ્ય, ૦-૧-૩.

# પ્રસ્તાવના.

૧૨૪૮૬

આ બુકની પહેલી આવૃત્તિની ૪૦૦૦ કૉપી અમે સં. ૧૯૭૭ ની સાલમાં છપાવી હતી અને આ તેની બીજી આવૃત્તિ છે. શરૂઆતના અભ્યાસીઓને આ બુક ઉપયોગી હોવાથી તેને અર્થ સહિતજ છપાવવી દુરસ્ત ધારી છે. પ્રથમ કરતાં આ વખતે ટાઇપ, કાગળ વગેરેમાં સુધારો કરવામાં આવ્યા છે. સામાયિક ચૈત્યવંદનનાં સૂત્રો પૂરાં થયા પછી વીશ સ્થાનકપદ, નવ પદ, આઠ કર્મ, સાત વ્યસન વગેરે પરચૂરણ બોલ આપ્યા છે. બાદ ચૈત્યવંદનો, સ્તવનો અને સ્તુતિઓ વગેરે પસંદ કરેલાં આપવામાં આવ્યાં છે. બુકની શરૂઆતમાં શ્રી તીર્થંકરોનાં નામ, તેમના માતા-પિતાનાં નામ તથા લાંછન જણાવવામાં આવ્યાં છે અને છેવટે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનું સ્વરૂપ પ્રશ્નોત્તરની પદ્ધતિએ આપવામાં આવ્યું છે. બીજી પણ જરૂરની હકીકતો આપી છે. આ કારણથી આ બુક બાળકો તથા થોડા અભ્યાસવાળા મ્હોટી ઉમરના ભાઈઓ તથા બ્હેનોને પણ ઉપયોગી થઈ પડે તેમ છે. વિશેષ અર્થ કરવામાં વિલંબ લાગે તેવાઓએ સામાયિક ચૈત્યવંદન સૂત્રોના અર્થ તો જરૂર તૈયાર કરી લેવા તેથી તે તે ક્રિયાઓ કરતી વખતે ઘણો આહ્‌લાદ આવશે.

સં. ૧૯૮૨ ની જ્ઞાનપંચમી.

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ.
—મ્હેસાણા.



## ચોવીશ તીર્થંકરોનાં નામ તથા માતા પિતા લાંછન વગેરેનાં નામનો કોઠો.

| નંબર. | તીર્થંકરોનાં નામ. | માતાનાં નામ. | પિતાનાં નામ. | લાંછન. |
|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | મરૂદેવીમાતા | નાભિરાજા | વૃષભ |
| ૨ | અજિતનાથ | વિજયામાતા | જિતશત્રુરાજા | હાથી |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જિતારીરાજા | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થમાતા | સંવરરાજા | વાંદરો |
| ૫ | સુમતિનાથ | મંગલામાતા | મેઘરાજા | કૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભ | સુશીમામાતા | શ્રીધરરાજા | રાતુ કમળ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ઠરાજા | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભ | લક્ષ્મણામાતા | મહસેનરાજા | ચંદ્રમા |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મગરમચ્છ |
| ૧૦ | શીતલનાથ | નંદામાતા | દૃઢરથરાજા | શ્રીવચ્છ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્ણુમાતા | વિષ્ણુરાજા | ખડગી |
| ૧૨ | વાસુપૂજ્ય | જયામાતા | વસુપૂજ્યરાજા | પાડો |
| ૧૩ | વિમલનાથ | શ્યામામાતા | કૃતવર્મરાજા | સૂઅર |
| ૧૪ | અનંતનાથ | સુયશામાતા | સિંહસેનરાજા | સીંચાણો |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતામાતા | ભાનુરાજા | વજ્ર |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | શાંતિનાથ | અચિરામાતા | વિશ્વસેનરાજા | હરણ |
| ૧૭ | કુંથુંનાથ | શ્રીમાતા | સુરરાજા | બકરો |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શનરાજા | નંદાવર્ત્ત |
| ૧૯ | મલ્લિનાથ | પ્રભાવતીમાતા | કુંભરાજા | કળશ |
| ૨૦ | મુનિસુવ્રત | પદ્મામાતા | સુમિત્રરાજા | કાચબો |
| ૨૧ | નમિનાથ | વિપ્રામાતા | વિજયરાજા | લીલુ કમળ |
| ૨૨ | નેમિનાથ | શિવાદેવીમાતા | સમુદ્રવિજયરાજા | શંખ |
| ૨૩ | પાર્શ્વનાથ | વામામાતા | અશ્વસેનરાજા | સર્પ |
| ૨૪ | મહાવીર | ત્રિશલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ |

# શ્રી સામાયિક ચૈત્યવંદન સૂત્ર.

( અર્થ સહિત. )

—:·:—

## ૧ અથ નવકાર મંત્ર (પંચ મંગલ).

નમો અરિહંતાણં—બાર ગુણે સહિત, અઢાર દોષ રહિત અને કર્મના હણનાર અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.

નમો સિદ્ધાણં—આઠે કર્મનો ક્ષય કરી મોક્ષમાં પહોંચેલા અને આઠ ગુણે સહિત સિદ્ધ ભગવાન્‌ને નમસ્કાર થાઓ.

નમો આયરિયાણં—છત્રીશ ગુણે સહિત આચાર્ય ભગવાન્‌ને નમસ્કાર થાઓ.

નમો ઉવજ્ઝાયાણં—પચીશ ગુણે સહિત ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.

નમો લોએ સવ્વસાહૂણં—લોકની અંદર રહેલા, સત્તાવીશ ગુણે બિરાજમાન સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

એસો પંચનમુક્કારો—એ ઉપર કહેલા પાંચ નમસ્કાર,

સવ્વપાવપ્પણાસણો—સર્વ પાપનો નાશ કરનાર છે.

મંગલાણં ચ સવ્વેસિં—વળી સર્વ માંગલિકને વિષે.

પઢમં હવઇ મંગલં—પહેલું મંગળ છે.

## ૨ અથ પંચિંદિઅ ( ગુરૂ સ્થાપના ).

પંચિંદિઅસંવરણો—ફરસ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇંદ્રિયના ત્રેવિશ વિષય તેના બસેં બાવન વિકાર તેને રોકનાર તે પાંચ ગુણ.

તહ નવવિહ-બંભચેર-ગુત્તિધરો—તથા નવ પ્રકારે શિયળવ્રતની ગુપ્તિને ધારણ કરનાર તે નવ ગુણ.

ચઉવિહ-કસાય-મુક્કો—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયથી છૂટા થયેલા તે ચાર ગુણ.

ઇઅ અટ્ઠારસ—ગુણેહિં—સંજુત્તો ॥૧॥—એ ( ઉપર કહેલા ) અઢાર ગુણે સહિત હોય.

પંચમહવ્વય-જુત્તો—જીવહિંસા ન કરવી, જૂઠું ન બોલવું, ચોરી ન કરવી, સ્ત્રીસેવન ન કરવું, પરિગ્રહ ન રાખવો, એ પાંચ મહાવ્રતે સહિત હોય એ પાંચ ગુણ.

પંચવિહાયાર-પાલણ-સમત્થો—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ સબંધી આચાર પાળવાને સમર્થ હોય તે પાંચ ગુણ.

પંચસમિઓ તિગુત્તો-ઇર્યા, ભાષા, એષણા, આદાનભંડમત્તનિક્ષેપણા અને પારિષ્ઠાપનિકા એ પાંચ સમિતિ તથા મનોગુપ્તિ,

વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ, એ આઠ બરાબર પાળે એ આઠ ગુણ.

છત્તીસગુણો ગુરૂ મજ્ઝ ॥ ૨ ॥—એ છત્રીશ ગુણે સહિત મારા ગુરૂ છે.

## ૩ અથ ઇચ્છામિ ખમાસમણો (પ્રણિપાત).

ઇચ્છામિ ખમાસમણો—ક્ષમાએ સહિત સાધુજી ! હું ઇચ્છું છું.

વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ–શરીરની શક્તિવડે પાપ–વ્યાપારનો નિષેધ કરીને વાંદવાને.

મત્થએણ વંદામિ—મસ્તકવડે નમસ્કાર કરૂં છું.

## ૪ અથ સુગુરૂને સાતા સુખ પૃચ્છા.

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ—ઈચ્છાએ કરીને સુખે રાત, સુખે દિવસ.

સુખ તપ શરીર નિરાબાધ—સુખે તપ, રોગ રહિત શરીર.

સુખ સંજમજાત્રા નિર્વહોછોજી—સુખે સંજમયાત્રામાં પ્રવર્ત્તો છો જી. ( એમ ઇચ્છું છું. )

સ્વામિ સાતા છે જી ? ભાતપાણીનો લાભ દેજો જી.

## ૫ અથ ઈરિયાવહિયં.

ઇચ્છાકારેણ—ઈચ્છાએ કરી.

સંદિસહ ભગવન્—હે ભગવન્ આદેશ આપો તો

ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં જે પાપ લાગ્યું હોય તેથી નિવર્ત્તું. ત્યારે ગુરૂ આદેશ આપે કે નિવર્ત્તો.

ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં–પછી શિષ્ય કહે કે આજ્ઞા પ્રમાણ છે. પાપથી નિવર્ત્તવાને ઇચ્છું છું.

ઇરિયાવહિયાએ—જવા આવવાના માર્ગમાં

વિરાહણાએ—વિરાધના થઇ હોય.

ગમણાગમણે, પાણક્કમણે—જતાં આવતાં કોઈ જીવ ચાંપવાથી,

બીયક્કમણે, હરિયક્કમણે—ધાન્યનાં બીજ ચાંપવાથી તથા લીલી વનસ્પતિ ચાંપવાથી,

ઓસાઉત્તિંગ–પણગદગ—ઠારના પાણીને, કીડીના દરને, પાંચવર્ણી લીલ ફૂલને તથા કાચા પાણીને,

મટ્ટીમક્કડાસંતાણા–સંકમણે—માટીને, કરોળીઆની જાળને પગે ચાંપવાથી

જે મે જીવા વિરાહિયા—જે મેં જીવોની વિરાધના કરી હોય.

એગિંદિયા—એક ઇંદ્રિયવાળા તે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ.

બેઇંદિયા–બે ઇંદ્રિયવાળા તે કીડા, અળસીયા, પાણીના પૂરા વગેરે.

તેઇંદિયા—ત્રણ ઇંદ્રિયવાળા માંકડ, કીડી, મંકોડા વગેરે.

ચઉરિંદિયા—ચાર ઇંદ્રિયવાળા તે માખી, ભમરા, કૂદા, મચ્છર,
ડાંસ વગેરે.

પંચિંદિયા—પાંચ ઇંદ્રિયવાળા તે દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારકી.

અભિહયા—સામા આવતાને હણ્યા હોય.

વત્તિયા—ધૂળે કરી ઢાંકયા હોય.

લેસિયા—ભૂમિ સાથે મસળ્યા હોય.

સંઘાઇયા—માંહે.માંહે શરીરે શરીર એકઠાં કર્યાં હોય.

સંઘટ્ટિયા—થોડા સ્પર્શવડે પીડા કરી હોય.

પરિયાવિયા—પરિતાપ ઉપજાવ્યો હોય.

કિલામિયા—થકવીને મુડદાલ કીધા હોય

ઉદ્દવિયા—ઉપદ્રવ કર્યો હોય ( ત્રાસ ઉપજાવ્યો હોય ).

ઠાણાઓ ઠાણં સંકામિયા—એક સ્થાનકથી બીજે સ્થાનકે
મૂકયા હોય.

જીવિયાઓ વવરોવિયા—જીવિતવ્યથકી જૂદા કર્યા હોય.

તસ્સ મિચ્છા મિ દુક્કડં—તે મારૂં પાપ નિષ્ફળ થાઓ ।

## ૬ અથ તસ્સ ઉત્તરી.

તસ્સ ઉત્તરીકરણેણં—તેને વિશેષ શુદ્ધ કરવાને,
પાયચ્છિત્તકરણેણં—તેની ગુરૂપાસે આલોયણા કરવાવડે,
વિસોહીકરણેણં—આત્માને શુદ્ધ કરવાવડે,

વિસલ્લીકરણેણં—આત્માને માયા, નિયાણ ને મિથ્યાત્વએ ત્રણ શલ્યથી રહિત કરવાવડે,

પાવાણં કમ્માણં—પાપકર્મને,

નિગ્ઘાયણટ્ઠાએ—નાશ કરવાને અર્થે,

ઠામિ કાઉસ્સગ્ગં—કાઉસ્સગ્ગ કરૂં છું.

## ૭ અથ અન્નત્થ ઊસસિએણ.

અન્નત્થ ઊસસિએણં—નીચે લખેલા બાર આગારોથી બીજે ઠેકાણે કાયાના વ્યાપારનો ત્યાગ કરૂં છું ઉંચો શ્વાસ લેવાવડે,

નીસસિએણ ખાસિએણં છીએણં—નીચો શ્વાસ મૂકવાવડે, ઉધરસ આવવાથી, છીંક આવવાથી,

જંભાઇએણં ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણ—બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સંચરવાથી,

ભમલીએ પિત્તમુચ્છાએ—॥૧॥-તમ્મર આવવાથી, પિત્તના જોરે મૂર્ચ્છા આવવાથી,

સુહુમેહિ અંગસંચાલેહિં—સૂક્ષ્મ અંગના સંચારથી.

સુહુમેહિં ખેલસંચાલેહિં—સૂક્ષ્મરીતે થૂંક અથવા કફ ગળવાથી,

સુહુમેહિં દિટ્ઠીસંચાલેહિં—॥૨॥-સૂક્ષ્મ દૃષ્ટિના સંચારથી.

એવમાઇએહિં આગારેહિં—આ પૂર્વોક્ત બાર આગાર આદિ લઈને બીજા આગારોથી

અભગ્ગો અવિરાહિઓ—અખંડિત, અવિરાધિત (સંપૂર્ણ)

हुज्ज मे काउस्सग्गो—॥३॥—म्हारे काउस्सग्ग होजो.

जाव अरिहंताणं भगवंताणं—ज्यां सुधी अरिहंत भगवानने

नमुक्कारेणं न पारेमि—॥४॥—नमस्कार करवावडे न पारुं

ताव कायं—त्यां सुधी पोतानी कायाने,

ठाणेणं मोणेणं झाणेणं—स्थानकवडे, मौन रहेवावडे, ध्यानवडे

अप्पाणं वोसिरामि—(आत्माने) वोसिरावुं छुं (पापक्रियाथी)

## ८ अथ लोगस्स ( नामस्तव ).

लोगस्स उज्जोअगरे—लोकने विषे ( केवळज्ञानवडे ) उद्योतने करनार

धम्मतित्थयरे जिणे—धर्मतीर्थने करनार, राग द्वेषने जीतनार

अरिहंते कित्तइस्सं—कर्मवैरीने हणनारनी कीर्त्ति करीश.

चउवीसंपि केवली—॥१॥—(ए) चोवीश केवळी अने बीजाओनी.

उसभमजिअं च वंदे—श्रीऋषभदेव तथा अजितनाथने वांदुं छुं.

संभव मभिणंदणं च सुमइं च—संभवनाथ, अभिनंदन तथा सुमतिनाथने,

पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे—॥ २ ॥—

પદ્મપ્રભપ્રભુ, રાગદ્વેષને જીતનાર સુપાર્શ્વનાથ અને ચંદ્ર-
પ્રભપ્રભુને વાંદુ છું.

સુવિહિં ચ પુપ્ફદંતં—સુવિધિનાથ (બીજું નામ) પુષ્પદંતને,

સીઅલસિજ્જંસ-વાસુપુજ્જં ચ—શીતળનાથ, શ્રેયાંસનાથ,
અને વાસુપૂજ્યને,

વિમલમણંતં ચ જિણં—વિમળનાથ, અનંતનાથ અને રાગ-
દ્વેષને જીતનાર

ધમ્મં સંતિં ચ વંદામિ-॥૩॥-ધર્મનાથ તથા શાંતિનાથને વાંદું છું.

કુંથું અરં ચ મલ્લિં—કુંથુનાથ, અરનાથ તથા મલ્લિનાથને,

વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ—મુનિસુવ્રત તથા નમિનાથ
ભગવાનને વાંદું છું.

વંદામિ રિટ્ઠનેમિં—અરિષ્ટ નેમિનાથને વાંદું છું.

પાસં તહ વદ્ધમાણં ચ—॥૪॥—પાર્શ્વનાથ તથા વર્દ્ધમાન
સ્વામીને વળી.

એવં મએ અભિથુઆ—એવી રીતે મેં સ્તવ્યા.

વિહુયરયમલા—જેઓએ કર્મરૂપ રજમેલ ટાળ્યા છે,

પહીણજરમરણા—જેમણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાં છે.

ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ—॥ ૫ ॥ એ
ચોવિશે રાગદ્વેષને જીતનાર તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ.

કિત્તિય-વંદિય-મહિયા—જેમને ઇંદ્રાદિકે સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે,

જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા—જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ થયા છે

આરૂગ્ગ બોહિલાભં—તેઓ (મને) રોગરહિતપણું અને સમકિતનો લાભ,

સમાહિવરમુત્તમં દિંતુ—॥૬॥—પ્રધાન ઉત્તમ સમાધિ આપો.

ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા—સર્વ ચંદ્રથી અધિક નિર્મળ, સર્વ સૂર્યથી અધિક પ્રકાશ કરનાર,

સાગરવરગંભીરા—સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે ગંભીર

સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ—॥૭॥—એવા સિદ્ધ મને મોક્ષ આપો.

## ૯ મુહપત્તિના પચાશ બોલ.

સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું. ૧ સમકિત મોહની, ૨ મિશ્રમોહની, ૩ મિથ્યાત્વ મોહની પરિહરૂં. ૪ કામરાગ ૫ સ્નેહરાગ-૬ દૃષ્ટિરાગ પરિહરૂં. ૭ સુદેવ ૮સુગુરૂ ૯સુધર્મ આદરૂં, ૧૦કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ પરિહરૂં. ૧૩ જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર આદરૂં, ૧૬ જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર વિરાધના પરિહરૂં. ૧૯ મનોગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ આદરૂં, ૨૨ મનદંડ ૨૩ વચનદંડ ૨૪ કાયદંડ પરિહરૂં. ૨૫

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરિહરૂં. ડાબે હાથે પડિલેહવા.

ભય ૪ શોક ૫ દુગંછા ૬ પરિહરૂં. જમણે હાથે પડિલેહવા.
કૃષ્ણલેશ્યા ૭ નીલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરિહરૂં. માથા ઉપર પડિલેહવા.
રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરિહરૂં. મોઢે પડિલેહવા.
માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરિહરૂં. છાતી આગળ પડિલેહવા.
ક્રોધ ૧૬ માન ૧૭ પરિહરૂં. પૂઠે ડાબે ખભે પડિલેહવા.
માયા ૧૮ લોભ ૧૯ પરિહરૂં. પૂઠે જમણે ખભે પડિલેહવા.
પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાયની જયણા કરૂં. ૨૨ ડાબે પગે પડિલેહવા.
વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાયની રક્ષા કરૂં. ૨૫ જમણે પગે પડિલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકે ૫૦ બોલ કહેવા અને લેશ્યા ૩ શલ્ય ૩ કષાય ૪ એ દશ સિવાય ૪૦ બોલ સાધ્વી શ્રાવિકાએ કહેવા.

# ૧૦ અથ કરેમિ ભંતે (સામાયિકનું પચ્ચકખાણં).

કરેમિ ભંતે સામાઇઅં—હે ભગવાન્ હું કરૂં છું સમતારૂપ સામાયિક.
સાવજ્જં જોગં પચ્ચકખામિ—પાપસહિત યોગ ત્યાગ કરૂં છું.

જાવ નિયમં—જ્યાં સુધી તે નિયમને

પજ્જુવાસામિ—સેવું ત્યાં સુધી.

દુવિહં—બે ભેદે–( કરવું નહીં, કરાવવું નહીં તે. )

તિવિહેણં—ત્રણ ભેદે–( મન, વચન, કાયા તેણે કરી. )

મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ—મન, વચન, કાયાએ કરીને ન કરૂં, ન કરાવું.

તસ્સ ભતે પડિક્કમામિ—હે ભગવંત! તેથી હું નિવર્તું છું.

નિંદામિ ગરિહામિ—નિંદું છું, ગુરૂની સાક્ષીએ વિશેષ નિંદું છું.

અપ્પાણં વોસિરામિ—આત્માને વોસિરાવું છું.

## ૧૧ અથ સામાઇઅ વયજુત્તો ( સામાયિક પારવાનું ).

સામાઇઅવયજુત્તો—સામાયિક વ્રતથી યુક્ત

જાવ મણે હોઇ નિયમસંજુત્તો—જ્યાં લગી મન નિયમે સંયુક્ત હોય ત્યાં સુધી

છિન્નઇ અસુહં કમ્મં—અશુભ કર્મને છેદે.

સામાઇઅ જત્તિઆવારા ॥ ૧ ॥—જેટલી વાર સામાયિક કરે તેટલી વાર

સામાઇઅંમિ ઉ કએ—વળી સામાયિક કરતી વખતે

સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા—જે માટે સાધુની પેરે
શ્રાવક હોય,

એએણ કારણેણ, બહુસો સામાઇઅં કુજ્જા ॥૨॥—એ કારણ-
થકી ઘણી વાર સામાયિક કરવાં.

સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય, તે સવિ હુ મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. દશ મનના, દશ વચનના, બાર કાયાના, એવં ૩૨ દોષમાં જે કાંઈ દોષ લાગ્યો હોય તે સવિ હુ મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

## ૧૨ સામાયિકમાં ત્યજવાના બત્રીશ દોષ.

| દશ મનના. | દશ વચનના. | બાર કાયાના. |
|---|---|---|
| | | આસન ચપળ હોય. |
| વૈરી દેખી રોષ કરે. | કુવચન બોલે. | ચારે દિશાએ જુએ. |
| અવિવેક ચિંતવે. | હુંકારા કરે. | સાવદ્ય કામ કરે. |
| અર્થ ન ચિંતવે. | પાપઆદેશ આપે. | આળસ મરડે. |
| મનમાં ઉદ્વેગ ધરે. | લવારો કરે. | અવિનયે બોલે. |
| યશની વાંછા કરે. | કલહ કરે | ઓઠું લઇ બેસે. |
| વિનય ન કરે. | આવો જાઓ કહે. | મેલ ઉતારે. |
| ભય ચિંતવે. | ગાળો બોલે. | ખરજ ખણે. |
| વ્યાપાર ચિંતવે. | બાળક રમાડે. | પગ ઉપર પગ ચઢાવે. |
| ફળનો સંદેહ રાખે. | વિકથા કરે. | અંગ ઉઘાડું મૂકે. |
| નિયાણું કરે. | હાંસી કરે. | અંગ ઢાંકે. |
| | | ઉંઘે. |

# ૧૩ સામાયિક લેવાનો વિધિ.

૧ પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મૂકવું.

૨ શ્રાવક શ્રાવિકાએ કટાસણું, મુહપત્તિ, ચરવળો લઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી, જગ્યા પૂંજી કટાસણા ઉપર બેસવું.

૩ મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ સ્થાપનાજી સન્મુખ રાખવો.

૪ એક નવકાર ગણી, પંચિંદિઅ કહી, ખમાસમણ દઈ, ઇરિયાવહિયં, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસિએણં કહી, એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહેવો.

૫ પછી ખમાસમણ દેઈ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહેવું.

૬ પછી મુહપત્તિ તથા અંગની પડિલેહણના પચાશ બોલ કહી મુહપત્તિ પડિલેહવી.

૭ પછી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાહું ? ઇચ્છં.

૮ વળી ખમાસમણ દઈ ઇચ્છા૦ સામાયિક ઠાઉં ? ઇચ્છં.

૯ એમ કહી, બે હાથ જોડી, એક નવકાર ગણી, ઈચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી.

૧૦ પછી વડિલ કરેમિ ભંતે કહે.

૧૧ પછી ખમાસમણ દઇ ઈચ્છા૦બેસણે સંદિસાહું ? ઇચ્છં, કહી

૧૨ ખમા૦ ઇચ્છા૦ બેસણે ઠાઉં ? ઈચ્છં, કહી ખમા૦ ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું ! ઈચ્છં, કહી ખમા૦ ઇચ્છા૦ સજ્ઝાય કરૂં ! ઈચ્છં, એમ કહેવું.

૧૩ પછી ત્રણ નવકાર ગણી બે ઘડી સજ્ઝાયધર્મધ્યાન કરવું

## ૧૪ સામાયિક પારવાનો વિધિ.

૧ ખમાસમણ દઈ ઈરિયાવહિ પડિક્કમવાથી યાવત્ લોગસ્સ સુધી કહેવું.

૨ પછી ખમા૦ ઈચ્છા.૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં, એમ કહી મુહપત્તિ પડિલેહવી.

૩ વળી ખમા૦ ઇચ્છા૦ સામાયિક પારૂં ? યથાશક્તિ.

૪ વળી ખમા૦ ઈચ્છા૦ સામાયિક પાર્યું, તહત્તિ, એમ કહેવું.

૫ પછી એક નવકાર ગણી જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર સ્થાપી, સામાઇઅ વયજુત્તો કહેવો.

૬ પછી જમણો હાથ સ્થાપના સન્મુખ સવળો રાખીને એક નવકાર ગણવો.

## ૧૫ અથ જગચિંતામણિ ચૈત્યવંદન.

જગચિંતામણિ જગનાહ—જગતના જીવોને ચિંતામણિ રત્ન સમાન અને જગતના જીવોના નાથ.

જગગુરૂ જગરક્ખણ—જગતના જીવોના ગુરૂ અને જગતના જીવોના રક્ષક.

જગબંધવ જગસત્થવાહ—જગત્ના જીવોના ભાઇ અને સાધુ પ્રમુખ જગજ્જનના સાર્થવાહ.

જગભાવવિઅક્ખણ—જગતના પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિષે વિચક્ષણ.

અટ્ઠાવયસંઠવિઅરૂવ—અષ્ટાપદ પર્વત ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યાં છે બિંબ જેનાં.

કમ્મટ્ઠવિણાસણ—જ્ઞાનાવરણાદિક આઠ કર્મોનો નાશ કરનાર.

ચઉવીસંપિ જિણવર—એવા ચોવીશે જિનવર.

જયંતુ અપ્પડિહયસાસણ—॥૧॥—વળી કોઇથી નહીં રોકાય એવું શાસન છે જેનું એવા, જયવંતા વર્ત્તો.

કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં—અસિ, મષી અને કૃષિરૂપ કર્મ જ્યાં વર્ત્તે છે એવાં કર્મભૂમિનાં પંદર ક્ષેત્રને વિષે.

પઢમસંઘયણિ—પ્રથમ ( વજ્રૠષભનારાચ ) સંઘયણવાળા.

ઉક્કોસય સત્તરિસય—ઉત્કૃષ્ટપણે એકસો સિત્તેર.

જિણવરાણ વિહરંત લબ્ભઇ—તીર્થંકર દેવો વિચરતા લાભે.

નવકોડિહિં કેવલિણ—નવ ક્રોડ કેવળજ્ઞાની મહારાજા.

કોડિસહસ્સ નવ સાહુ ગમ્મઇ—નવ હજાર ક્રોડ સાધુ (જિનાગમથી) જાણીએ.

સંપઇ જિણવર વીસ મુણિ—હાલમાં સીમંધરસ્વામી પ્રમુખ
વીશ જિનવર અને મુનિ.

બિહું કોડિહિં વરનાણ—બે ક્રોડ પ્રધાન કેવલજ્ઞાનના ધરનાર.

સમણહ કોડિ સહસદુઅ—બે હજાર ક્રોડ સાધુઓ (હોય તેઓની).

થુણિજ્જઇ નિચ્ચ વિહાણિ-॥૨॥-નિત્ય પ્રભાતે સ્તવના કરીએ.

જયઉ સામીય જયઉ સામીય—જયવંતા વર્ત્તો સ્વામી, જય-
વંતા વર્ત્તો.

રિસહ સત્તુંજિ—સ્વામી ઋષભદેવ શ્રી શત્રુંજય ઉપર.

ઉજ્જિંતિ પહુ નેમિજિણ—શ્રીગિરનારજી ઉપર પ્રભુ નેમિજિન.

જયઉ વીર સચ્ચઉરિમંડણ—સાચોર નગરના આભૂષણ રૂપ
શ્રી મહાવીરસ્વામી જયવંતા વર્ત્તો.

ભરૂઅચ્છહિં મુણિસુવ્વય—ભરૂચ શહેરમાં શ્રીમુનિસુવ્રત સ્વામી.

મુહરિપાસ દુહદુરિઅખંડણ—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વ-
નાથ, એ જિનપંચક દુઃખ અને પાપનો નાશ કરનાર છે.

અવર વિદેહિં તિત્થયરા—બીજા પાંચ મહાવિદેહને વિષે જે
તીર્થંકરો.

ચિહું દિસિ વિદિસિ જિં કેવિ—ચાર દિશાઓ અને ચાર વિદિ-
શાઓ એટલે ખૂણાઓમાં જે કોઈ પણ.

તીઆણાગય સંપઇઅ—અતીત, અનાગત અને વર્ત્તમાનકાળ
સંબંધી.

વંદૂ જિણ સવ્વેવિ—॥૩॥—સર્વ તીર્થંકર દેવને હું વાંદું છું.

સત્તાણવઇ સહસ્સા, લક્ખા છપન્ન અટ્ઠ કોડીઓ; બત્તિસય બાસિઆઈ, તિઅલોએ ચેઇએ વંદે—॥૪॥—આઠ ક્રોડ છપ્પન લાખ સત્તાણું હજાર બત્રીસો અને બ્યાસી ત્રણ લોકને વિષે જિનપ્રાસાદ છે તેને હું વાંદું છું.

પનરસકોડિસયાઇં—પંદરસેં ક્રોડ અને

કોડી બાયાલ લક્ખ અડવન્ના—બેંતાલીસ ક્રોડ, અઠ્ઠાવન લાખ

છત્તીસ—સહસ—અસિઈં—છત્રીશ હજાર એંશી.

સાસયબિંબાઈં પણમામિ—॥ ૫ ॥—શાશ્વતાં જિનબિંબ છે તેઓને હું પ્રણમું છું.

## ૧૬ અથ જં કિંચિ.

જં કિંચિ નામતિત્થં—જે કોઇ નામતીર્થ હોય.

સગ્ગે પાયાલિ માણુસે લોએ—સ્વર્ગ, પાતાળ ને મનુષ્યલોકમાં.

જાઇં જિણબિંબાઇં—જે જિનેશ્વરનાં બિંબો હોય.

તાઇં સવ્વાઇં વંદામિ—તે સર્વને હું વાંદું છું.

## ૧૭ અથ નમુત્થુણં (શક્રસ્તવ).

નમુત્થુણં અરિહંતાણં—નમસ્કાર થાઓ, અરિહંતને

ભગવંતાણં—ભગવંતને.

આઇગરાણં—ધર્મની શરૂઆત કરનારને.

તિત્થયરાણં—તીર્થના સ્થાપનારને.

સયં સંબુદ્ધાણં—પોતાની મેળે બોધ પામેલા છે તેમને.

પુરિસુત્તમાણં પુરિસસીહાણં—પુરૂષને વિષે ઉત્તમને, પુરૂષને વિષે સિંહ સમાનને.

પુરિસવરપુંડરીઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ સરખાને.

પુરિસવરગંધહત્થીણં—પુરૂષમાંહિ પ્રધાન ગંધહસ્તિ જેવા છે તેમને.

લોગુત્તમાણં—લોકમાં ઉત્તમને.

લોગનાહાણં—લોકના નાથને.

લોગહિઆણં—લોકના હિત કરનારને.

લોગપઇવાણં—લોકમાં દીવા સમાનને.

લોગપજ્જોઅગરાણં—લોકને વિષે પ્રકાશ કરનારને.

અભયદયાણં—અભયદાનના દેવાવાળા છે તેમને.

ચક્ખુદયાણં—(શ્રુતજ્ઞાનરૂપ) ચક્ષુના આપનારને.

મગ્ગદયાણં—(મોક્ષ) માર્ગ આપનારને.

સરણદયાણં—સરણ આપનારને.

બોહિદયાણં—સમકિત આપનારને.

ધમ્મદયાણં—ધર્મ આપનારને.

ધમ્મદેસયાણં—ધર્મના ઉપદેશ કરનારને.

ધમ્મનાયગાણં—ધર્મના નાયકને.

ધમ્મસારહીણં—ધર્મના સારથીને.

ધમ્મવરચાઉરંત—ચાર ગતિના અંત કરનાર ઉત્તમ ધર્મ

ચક્કવટ્ટીણં—ચક્રવત્તી ને.

અપ્પડિહયવરનાણ—કોઇથી હણાય નહિ એવા ઉતમ કેવળ-
જ્ઞાન અને

દંસણધરાણં—કેવળ દર્શનના ધરનારને.

વિઅટ્ટછઉમાણં—વીત્યું છે છદ્મસ્થપણું તેમને.

જિણાણં—રાગ દ્વેષના જીતનાર (તથા)

જાવયાણં—જીતાડનારને.

તિન્નાણં તારયાણં—(સંસારસમુદ્રથી) તરેલા છે અને બીજાને
તારનાર છે તેમને.

બુદ્ધાણં બોહયાણં—તત્ત્વના જાણનારને, તત્ત્વના જણાવનારને.

મુત્તાણં મોઅગાણં—(કર્મથી) મૂકાયલાને (તથા) મૂકાવનારને.

સવ્વન્નૂણં સવ્વદરિસીણં—સર્વ જાણનારને, સર્વ દેખનારને.

સિવ—ઉપદ્રવ રહિત,

મયલ-મરૂઅ-મણંત-મકખય—અચળ, રોગ રહિત, અનંત,
અક્ષય;

મ૦વાબાહ—અ૦યાબાધ,

મપુણરાવિત્તિ—જ્યાથી ફરીથી પાછા આવવું નથી,

સિદ્ધિગઇનામધેયં—એવી સિદ્ધિ ગતિ છે નામ જેનું,

ઠાણં સંપત્તાણં—એવા સ્થાનને પામેલાને

નમો જિણાણં—જિનને નમસ્કાર થાઓ.

જિઅભયાણં—ભયના જીતનારને.

જે અ અઇઆ સિદ્ધા—જેઓ ભૂતકાળને વિષે મોક્ષે પહોંચ્યા.

જે અ ભવિસ્સંતિ ણાગએ કાલે—જેઓ અનાગતકાળે સિદ્ધ થશે.

સંપઇ અ વટ્ટમાણા—વર્ત્તમાનકાળને વિષે વર્ત્તતા,

સ૦વે તિવિહેણ વંદામિ—એવા સર્વ દ્રવ્યજિનોને મન, વચન, કાયાએ કરી હું વાંદું છું.

## ૧૮ અથ જાવંતિ ચેઇઆઇં.

જાવંતિ ચેઇઆઇં—જેટલી જિનપ્રતિમા હોય.

ઉડ્ઢે અ—ઊર્ધ્વલોકને વિષે વળી,

અહે અ—અધોલોકને વિષે વળી,

તિરિઅલોએ અ—તિર્ચ્છાલોકને વિષે વળી.

સ૦વાઇં તાઇં વંદે—તે સર્વને હું વાંદુ છું.

ઇહ સંતો—અહીં રહ્યો છતો.

તત્થ સંતાઇં—॥૧॥—ત્યાં છે તેને.

## ૧૯ અથ જાવંત કેવિ સાહૂ.

જાવંત કેવિ સાહૂ—જેટલા કોઇ પણ સાધુઓ.

ભરહેરવય—પાંચ ભરત, પાંચ ઐરવત,

મહાવિદેહે અ—પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં.

સવ્વેસિં તેસિં પણઓ—તેઓ સર્વને હું નમ્યો.

તિવિહેણ—મન, વચન, કાયાએ કરીને.

તિદંડવિરયાણં-॥૧॥—ત્રણ દંડથી નિવર્ત્તેલાને.

## ૨૦ અથ પરમેષ્ઠિ નમસ્કાર.

નમોઽર્હત્—નમસ્કાર થાઓ અરિહંત ભગવાનને,

સિદ્ધાચાર્યો—સિદ્ધ ભગવાનને, આચાર્ય ભગવાનને,

પાધ્યાય-સર્વ-સાધુભ્યઃ—ઉપાધ્યાયને અને સર્વ સાધુઓને.

## ૨૧ અર્થ ઉપસર્ગહર સ્તવન.

ઉવસગ્ગહરં—ઉપસર્ગનો હરનાર

પાસં—પાર્શ્વ નામનો યક્ષ છે સેવક જેમનો એવા

પાસં વંદામિ—શ્રી પાર્શ્વનાથ મહારાજને હું વાંદું છુ.

કમ્મઘણમુક્કં—કર્મના સમૂહથી મુકતને.

વિસહરવિસનિન્નાસં—સર્પના ઝેરને અતિશયે કરીને નાશ કરનારને.

મંગલકલ્લાણઆવાસં-॥૧॥-મંગળ અને કલ્યાણના ઘરને.

વિસહરફુલિંગમંતં—વિષધરસ્ફુલિંગમંત્રને

કંઠે ધારેઈ—કંઠને વિષે ધારણ કરે.

જો સયા માણુઓ—જે માણસ હમેશાં.

તસ્સ ગહ-રોગ-મારી—તેના ગ્રહ, રોગ, મરકી,

દુટ્ઠજરા જંતિ ઉવસામં—॥૨॥-દુષ્ટ તાવ શાંતિને પામે છે.

ચિટ્ઠઉ દૂરે મંતો—(એ) મંત્ર દૂર રહો.

તુજ્ઝ પણામોવિ—તમને નમસ્કાર કરવો તે પણ

બહુફલો હોઇ—ઘણું ફળ આપનાર છે.

નરતિરિએસુવિ જીવા—મનુષ્ય તિર્યંચને વિષે પણ જીવો

પાવંતિ ન દુકખદોગચ્ચં-॥૩॥—દુઃખ દારિદ્ર નથી પામતા.

તુહ સમ્મત્તે લધ્ધે—તમારૂં સમ્યકત્વદર્શન પામે છતે.

ચિંતામણિ—ચિંતામણિ રત્ન (અને)

કપ્પપાયવબ્ભહિએ—કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળું

પાવંતિ અવિગ્ઘેણં—વિઘ્નરહિતપણે પામે છે.

જીવા અયરામરં ઠાણં-॥૪॥—(ભવ્ય)જીવો અજર અમર સ્થાનને (મોક્ષને)

ઇઅ સંથુઓ મહાયસ—એ પ્રમાણે હે મહાયશ! સ્તુતિ કરી.

ભત્તિબ્ભરનિબ્ભરેણ—ભક્તિના સમૂહે પૂર્ણ ભરેલા.

હિઅએણુ તા—હૃદયે કરીને, તે કારણુ માટે

દેવ હિજ્જ—હે દેવ ! આપો.

ઓહિં ભવે ભવે—ખોધિબીજ જન્મોજન્મને વિષે

પાસજિણચંદ-ાાપાા—હે પાર્શ્વ જિનચંદ્ર !

## ૨૨ અથ જયવીયરાય (પ્રાર્થના).

જય વીયરાય જગગુરૂ—જય પામો હે વીતરાગ, હે જગતના ગુરૂ !

હોઉ મમં તુહ પભાવઓ—હોજો મને તમારા પ્રભાવથી

ભયવં ભવનિવ્વેઓ—હે ભગવંત ! ભવનું ઉદાસપણું

મગ્ગાણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધિ-ાા ૧ ાા—માર્ગાનુસારીપણું ઇચ્છેલા ફળની સિદ્ધિ,

લોગવિરૂદ્ધચ્ચાઓ—લોકવિરૂદ્ધનો ત્યાગ,

ગુરૂજણપૂઆ—(માતાપિતાદિક) ગુરૂજનની સેવા

પરત્થકરણં ચ—વળી પરોપકાર કરવો તે,

સુહગુરૂજોગો—શુદ્ધ ગુરૂનો મેળાપ,

તવ્વયણસેવણા—તેમના વચનનો અંગીકાર ( તે સર્વે )

આભવમખંડા-ાારાા—જ્યાં સુધી મારે ભવ કરવા પડે ત્યાં સુધી અખંડ હોજો.

વારિજ્જઇ—નિષેધ્યું છે જો કે

નિયાણબંધણં—નિયાણાનું બાંધવું

વીઅરાય તુહ સમએ--હે વીતરાગ ! તમારા સિદ્ધાંતમાં
તહવિ મમ હુજ્જ સેવા--તો પણ મારે હોજો સેવા
ભવે ભવે તુમ્હ ચલણાણં-॥૩॥--ભવોભવને વિષે તમારા ચરણની.
દુક્ખખઓ--શરીર અને મન સંબંધી દુઃખનો ક્ષય,
કમ્મખઓ સમાહિમરણં ચ--આઠ કર્મનો નાશ, સમાધિ મરણ વળી
બોહિલાભો અ સંપજ્જઉ--બોધબીજનો લાભ પ્રાપ્ત થાઓ.
મહ એઅં તુહ નાહ--મારે એ (ચાર બાબતો) હે નાથ ! તમને
પણામકરણેણં-॥૪॥ પ્રણામ કરવે કરી
સર્વ-મંગલ-માગલ્યં--સર્વ માંગલિકમાં માંગલિક,
સર્વ-કલ્યાણ-કારણં--સર્વ કલ્યાણનું કારણ,
પ્રધાનં સર્વ-ધર્માણાં—સર્વ ધર્મોમાં મુખ્ય,
જનં જયતિ શાસનં-॥૫॥—એવું જૈનશાસન જયવંતુ વર્ત્તે છે.

## ૨૩ અથ અરિહંત ચેઈઆણં (ચૈત્ય સ્તવ).

અરિહંતચેઇઆણં—અરિહંતની પ્રતિમાઓને ( વંદનાદિ અર્થે )
કરેમિ કાઉસ્સગ્ગં-॥૧॥—હું કાઉસ્સગ્ગ કરૂં છું.
વંદણવત્તિઆએ-વાંદવાને નિમિતે,
પૂઅણવત્તિઆએ—પૂજવાને નિમિત્તે,

સક્કારવત્તિઆએ--સત્કારના નિમિત્તે,

સમ્માણવત્તિઆએ—સન્માનના નિમિત્તે,

બોહિલાભવત્તિઆએ—બોધલાભના નિમિત્તે

નિરૂવસગ્ગવત્તિઆએ-॥૨॥--( જન્મ જરા મરણના ) ઉપસર્ગથી રહિત ( મોક્ષરુપ ) સ્થાનક પામવાને નિમિત્તે,

સદ્ધાએ, મેહાએ—શ્રદ્ધાએ, નિર્મળ બુદ્ધિએ,

ધિઇએ ધારણાએ—ચિત્તની સ્થિરતાએ, ધારણાપૂર્વક,

અણુપ્પેહાએ, વડ્ઢમાણીએ-વારંવાર વિચારણાપૂર્વક, ચઢતે ભાવે ઠામિ કાઉસ્સગ્ગં-॥૩॥—હું કાઉસ્સગ્ગ કરૂં છું.

## ૨૪ ચૈત્યવંદન વિધિ.

૧ પ્રથમ ત્રણ ખમાસમણ દેવાં. ૨ પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઈચ્છં, એમ કહેવું. ૩ પછી ચૈત્યવંદન, જં કિંચિં કહી બે હાથ જોડી નાસિકા સુધી ઉંચા રાખી નમુત્થુણં કહેવું. ૪ પછી જાવંતિ ચેઇઆઇં કહી, ખમાસમણ દઈ જાવંત કેવિ સાહૂ, નમોઽર્હત્ કહી સ્તવન કહેવું. પછી ૫ બે હાથ જોડી માથા સુધી ઉંચા રાખી જય વીયરાય કહેવા. ૬ પછી ઉભા થઈ અરિહંતચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ ઊસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. ૭ પછી નમો અરિહંતાણં બોલી, નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ કહી એક થોય કહેવી.

# ૨૫ પરચૂરણ બાબતો.

**વીશસ્થાનક પદનાં નામ, ગુણ સહિત**—અરિહંતના ગુણ ૧૨. સિદ્ધના ગુણ ૮. પ્રવચનના ૪૫. આચાર્યના ૩૬ સ્થવીરના ૧૨. ઉપાધ્યાયના ૨૫. સાધુના ૨૭. જ્ઞાનના ૫૧. દર્શનના ૬૭. વિનયના ૧૦. ચારિત્રના ૭૦ બ્રહ્મચર્યના ૯. ક્રિયાના ૨૫. તપના ૧૨. ગોયમના ૨૮. જિનપદના ૨૪. સંજમના ૧૮. જ્ઞાનપદના ૫૧. શ્રુતપદના ૮૪. તીર્થપદના ૨૦.

**નવપદનાં નામ, ગુણ સહિત**—૧ અરિહંતના ૧૨. ૨ સિદ્ધના ૮. ૩ આચાર્યના ૩૬. ૪ ઉપાધ્યાયના ૨૫. ૫ સાધુના ૨૭. ૬ દર્શનના ૬૭. ૭ જ્ઞાનના ૫૧. ૮ ચારિત્રના૭૦. ૯ તપના ૧૨.

**ચાર ગતિનાં નામ**—૧ દેવગતિ. ૨ મનુષ્યગતિ. ૩ તિર્યંચગતિ. ૪ નરકગતિ.

**પાંચ ઇંદ્રિયોનાં નામ**—ફરસઇંદ્રિય. ૨ રસઇંદ્રિય. ૩ ઘ્રાણઇંદ્રિય. ૪ ચક્ષુઇંદ્રિય. ૫ શ્રોતઇંદ્રિય.

**છ કાયનાં નામ**—૧ પૃથ્વીકાય. ૨ અપ્કાય. ૩ તેઉકાય. ૪ વાઉકાય. ૫ વનસ્પતિકાય. ૬ ત્રસકાય.

**ત્રણ યોગનાં નામ.**—૧ મનયોગ. ૨ વચનયોગ. ૩ કાયયોગ.

**ત્રણ વેદનાં નામ.**—૧ સ્રીવેદ. ૨ પુરૂષવેદ. ૩ નપુંસકવેદ.

**ચાર કષાયનાં નામ.**—૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

**આઠ જ્ઞાનનાં નામ.**—૧ મતિજ્ઞાન. ૨ શ્રુતજ્ઞાન. ૩ અવ-

ાજ્ઞાન. ૪ મનઃપર્યવજ્ઞાન. ૫ કેવળજ્ઞાન. ૬ મતિઅજ્ઞાન. ૭ તઅજ્ઞાન. વિભંગજ્ઞાન.

આઠ કર્મનાં નામ.–૧ જ્ઞાનાવરણીય કર્મ. ૨ દર્શનાવરણીય ર્મ. ૩ વેદનીયકર્મ. ૪ મોહનીયકર્મ. ૫ આયુઃકર્મ. ૬ નામ-ર્મ. ૭ ગોત્રકર્મ. ૮ અંતરાયકર્મ.

નવ તત્વનાં નામ.–૧ જીવતત્ત્વ.૨ અજીવતત્ત્વ. ૩ પુન્ય-ત્ત્વ. ૪ પાપતત્ત્વ. ૫ આશ્રવતત્ત્વ.૬ સંવરતત્ત્વ. ૭ નિર્જરાતત્ત્વ. બંધતત્ત્વ. ૯ મોક્ષતત્ત્વ.

સાત વ્યસનનાં નામ.—૧ જુગાર. ૨ માંસાહાર. ૩મદિરા-ન. ૪ વેશ્યાભોગ. ૫ જીવહિંસા. ૬ ચોરી. ૭ પરદારાસેવન.

પાંચ મહાવ્રતનાં નામ.—૧ પ્રાણાતિપાતવિરમણવ્રત. ૨ ષાવાદવિરમણવ્રત. ૩ અદત્તાદાનવિરમણવ્રત. ૪ મૈથુનવિરમણ-ત. ૫ પરિગ્રહપરિમાણવ્રત.

ચાર શરણનાં નામ.--૧ અરિહંતભગવાનનું શરણ. ૨ દ્ધભગવાનનું શરણ. ૩ સર્વ સાધુનું શરણ. ૪ કેવલિભાષિત-ર્મનું શરણ.

જિનરાજની નવ અંગે પૂજા કરવી તેન નામ—૧ જ-ણા તથા ડાબા પગને અંગુઠે. ૨ જમણા તથા ડાબા ઢીંચણે. ૩ મણા તથા ડાબા કાંડે. ૪ જમણા તથા ડાબા ખભે. ૫ મસ્તકે. કપાળે. ૭ કંઠે. ૮ હ્રદયે. ૯ નાભિએ.

ચાર દર્શનનાંનામ. ૧ ચક્ષુદર્શન. ૨ અચક્ષુદર્શન. ૩ અવધિદર્શન. ૪ કેવળદર્શન.

## ૨૬ પ્રભાતિયું.

પાસ શંખેશ્વરા સાર કર સેવકા, દેવ કાં એવડી વાર લાગે ?
કોડી કર જોડી દરબારઆગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે-પા. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો;
મુજ મહીરાણ મંજુષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો-પા. ૨
જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઉંઘે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાનદે જેહ જગ કાળ મોંઘે—પા. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તત્ક્ષણ ત્રિકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં થઇ પ્રભુ, ભકતજન તેહનો ભય નિવાર્યો.
આદિ અનાદિ અરિહંત તું એક છે, દીનદયાળ છે કોણ દુજો ?
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો-પા.

## ૨૭ ચૈત્યવંદનો.

૧

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧

શત્રુંજય શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રીઅજિતનાથ, આબુ ઋષભ જુહાર. ૨

અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩

સમેતશિખર તીરથ વડું, જ્યાં વીશે જિનપાય;
વભારગિરિવર ઉપરે, વીરજિનેશ્વર રાય. ૪

માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫

૨

શ્રીશત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧

અનંત સિદ્ધનું એહ ઠામ, સકળ તીરથનો રાય;
પૂર્વ નવાણું રિખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨

સૂરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુળ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

૩

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવનસ્વામી;
અષ્ટ કર્મરિપુ જીતીને, પંચમીગતિ પામી. ૧

પ્રભુનામે આનંદકંદ,—સુખસંપત્તિ લહીએ;
પ્રભુનામે ભવભયતણાં, પાતક સબ દહીએ. ૨

ૐ હ્રીઁ વર્ણ જોડી કરીએ, જપીયે પારસનામ;
વિષ અમૃત થઇ પરિણમે, પામે અવિચળ ઠામ. ૩

૪

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી;
પ્રભાવતી જસ માવડી, ટાળે કર્મવયરી. ૧

તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચીશની કાય;
લંછન કળશ મંગલકરૂ, નિરમમ નિરમાય. ૨

વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય;
પદ્મવિજય કહે તેહને, નમતાં શિવસુખ થાય. ૩

૫

બાર ગુણ અરિહંતદેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨

અષ્ટોત્તરશત ગુણ મળીએ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણમે નિત સાર. ૩

૬

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજવળ લહીએ. ૧

મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા;
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ૨

સોળે જિન કંચનસમાએ, એહવા જિન ચોવીશ;
ધીરવિમળ પંડિતતણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૩

---

# ૨૮ સ્તવનો.

૧

સિદ્ધાચળ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં.
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર;
રાયણ રૂકખ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારારે. ધ૦ ૧

મૂળનાયક શ્રી આદિ જિનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચાર;
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂલ આધારારે. ધ૦ ૨

ભાવ ભક્તિશું પ્રભુગુણ ગાતાં, અપના જનમ સુધાર્યા;
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચગતિ વાર્યારે. ધ૦ ૩

દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણ સુણી ગુણ તારા;
પતિતઉદ્ધારણ બિરૂદ તુમારો, એ તીરથ જગ સારારે. ધ૦ ૪

સંવત અઢાર બ્યાશી માસ આષાઢે, વદિ આઠમ ભોમવારા;
પ્રભુજીકે ચરણપસાયે સંઘમાં, ખેમરતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫

૨

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂરતિ મારૂં મન લોભાણુંજી;
મારૂં દીલ લોભાણુંજી, દેખી તારી મૂરતિ૦

કરૂણાનાગર કરૂણાસાગર, કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસે માન—માતા૦ ૧

ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર;
યોજનગામિની વાણી મીઠી, વરસંતી જલધાર—માતા૦ ૨

ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે કાંઈ, કરતી નાટારંભ--માતા૦ ૩

તુંહિ બ્રહ્મા તુંહિ વિધાતા, તું જગ તારણહાર;
તુજ સરિખો નહિ દેવ જગતમાં, અડવડીઆ આધાર--માતા૦ ૪

તુંહિ ભ્રાતા તુંહિ ત્રાતા, તુંહિ જગતનો દેવ;
સુર નર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદસેવ--માતા૦ ૫

શ્રી સિદ્ધાચળ તીરથકેરા, રાજા ઋષભ જિણંદ;
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભયફંદ--માતા૦ ૬

૩

ગોપીચંદ લડકા બાદલ બરસેરે કંચનમહેલમેં એ-રાગ.

જિનરાજા તાજા, મલ્લિ બિરાજે ભોયણીગામમેં.
દેશ દેશકે જાત્રૂ આવે, પૂજા સરસ રચાવે;
મલ્લિ જિનેશ્વર નામ સમરકે, મનવંછિતફળ પાવેજી. જિ૦ ૧

ચતુર વરણુકે નર નારી મિલ, મંગલગીત કરાવે;
જયજયકાર પંચધ્વનિ વાજે, શિરપર છત્ર ધરાવેજી. જિ૦ ૨

હિંસક જન હિંસા તજી પૂજે, ચરણે શીષ નમાવે;
તું બ્રહ્મા તું હરિ શિવશંકર, અવર દેવ નહિ ભાવેજી. જિ૦ ૩

કરૂણારસ–ભર–નયન–કચોળે, અમૃતરસ વરસાવે;
વદન ચંદ્ર ચકોર જ્યું નિરખી, તન મન અતિ ઉલ્લસાવેજી. જિ૦ ૪

આતમરાજા ત્રિભુવનતાજા, ચિદાનંદ મન ભાવે;
મલ્લિજિનેશ્વર મનહર સ્વામી, તેરા દર્શ સુહાવેજી. જિ૦ ૫

૪

ગિરૂઆ રે ગુણ તુમતણા, શ્રી વર્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧

તુમ ગુણ–ગણ–ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨

ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસેરે;
જે માલતીફૂલે મોહિઆ, તે બાવળ જઈ નવિ બેસેરે. ગિ૦ ૩

એમ અમે તુમ ગુણગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પર સુર આદરે ? જે પરનારીવશ રાચ્યારે. ગિ૦ ૪

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચકયશ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગિ૦ ૫

૫

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય;
કલ્પવૃક્ષ પરે તાસ, ઇંદ્રાણીનયન જે ભૃંગ પરે લપટાય. ૧

રોગઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ, માનું કોઇ નવિ કરે જગમાં તુમશું રે વાદ. ૨

વિગર ધોઈ તુજ નિર્મળી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર, તારે તું તેહને જે ધરે તાહરું ધ્યાન. ૩

રાગ ગયો તુજ મનથકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમીષથી રાગ, ગયો તુજ જનમથી દૂધસહોદર હોય. ૪

શ્વાસોશ્વાસ કમળસમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર, ચરમચક્ષુધણી એહવા તુજ અવદાત. ૫

ચાર અતિશય મૂલથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગિયાર, ચોત્રીશ એમ અતિશયા સમવાયાંગે પ્રસિદ્ધ. ૬

જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અખય અભંગ. ૭

૬

સમકિત–દ્વાર–ગભારે પેસતાંજી, પાપપડલ ગયાં દૂરરે;
મોહન મરૂદેવીનો લાડકોજી, દીઠો મીઠો આનંદપૂરરે. સમ૦ ૧

આયુવરજિત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીનરે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોગર લીનરે. સ૦ ૨

ભુંગળ ભાંગી આઘ કષાયનીજી, મિથ્યાતમોહની સાંકળ સાથરે;
બાર ઉઘાડયાં શમ સંવેગનાંજી, અનુભવભવને બેઠા નાથરે.સ० ૩

તોરણ બાંધ્યું જીવદયાતણુંજી, સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપરે;
ધૂપઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી,ધીગુણ મંગલ આઠ અનુપરે. સ०૪

સંવરપાણીએ અંગ પખાળીયાંજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આતમરૂચિ મૃગમદ મહમહેજી, પંચાચારકુસુમ પ્રધાનરે. સ० ૫

ભાવપૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પરમ પવિત્રરે;
કારણજોગે કારજ નીપજેજી,ક્ષમાવિજય જિન–આગમ–રીતરે.સ०૬

---

## ૨૯ અથ સ્તુતિઓ.

૧

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવનિક્ષેપે ગુણ ગાશે;
પડિકમણાં દેવવંદન વિધિશું, આંબિલ તપ ગણણું ગણો વિધિશું.૨
છહરી પાળી જે તપ કરશે, શ્રીપાલતણી પરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે ? એહવા જિનઆગમ ગુણ બોલે. ૩
સાડા ચાર વરસે એ તપ પૂરો, એ કર્મવિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મનમંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

૨

પ્રહ ઉઠી વંદું, ઋષભદેવ ગુણવંત; પ્રભુ બેઠા સોહે, સમવ-સરણ ભગવંત; ત્રણ છત્ર બિરાજે, ચામર ઢાળે ઇંદ્ર; જિનના ગુણ ગાવે, સુરનરનારીવૃંદ. ૧

૩

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકોર રામ અપાર; મંત્રમાંહી નવકારજ જાણું,
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું;
પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહી જેમ રિખવનો વંશ,
નાભિતણો એ અંશ; ક્ષમાવંતમાં શ્રી અરિહંત,
તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત. ૧

૪

મહાવિદેહ-ક્ષેત્રમાં સીમંધરસ્વામી, સોનાનું સિંહાસનજી,
રૂપાનાં ત્યાં છત્ર બિરાજે, રત્નમણીના દીવા દીપેજી;
કુંકુમવરણી ત્યાં ગહુંલી બિરાજે, મોતીના અક્ષર સારજી,
ત્યાં બેઠા સીમંધરસ્વામી, બોલે મધુરી વાણીજી;
કેશર ચંદન ભર્યાં કચોળાં, કસ્તૂરી બરાસેજી,
પહેલી પૂજા અમારી હોજો, ઉગમતે પરભાતેજી. ૧



# ૩૦ જગતમાં દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ ઉત્તમ તત્વો છે.

તેનું અહીં કિંચિત્ સ્વરૂપ પ્રશ્નોત્તર-રત્ન-ચિંતામણિ ગ્રંથના આધારે લખવામાં આવ્યું છે.

## ૧ દેવતત્વ.

પ્રશ્ન-૧ આ જગતમાં અનેક દેવ અને દેવીઓ છે તો કયા દેવને માનવા પૂજવા કે જેથી આપણા આત્માનું કલ્યાણ થાય અને મોક્ષ મેળવી શકાય ?

ઉત્તર-સત્ય દેવને માનવા પૂજવા અને તેમના કહેલાં શાસ્ત્રો પ્રમાણે વર્ત્તવાથી સહેજે મોક્ષ મેળવી શકાય છે.

પ્રશ્ન-૨ સત્ય દેવ કોને કહેવા ?

ઉત્તર-જે દેવ રાગ, દ્વેષ અને મોહ ( અજ્ઞાન ) રહિત હોય અર્થાત બાર ગુણ સહિત, અઢાર દોષ રહિત, જેણે તપ, જપ, વ્રત, પચ્ચકખાણ આદિ અનેક પ્રકારનાં ઉત્તમ સાધનવડે આઠ કર્મોમાંથી ચાર ઘાતી (આત્માના ગુણોના નાશ કરનાર) કર્મ ક્ષય કર્યા હોય તેમને સત્ય દેવ માનવા.

બાર ગુણો પંચ પ્રતિક્રમણ બુકના ચોથા પાનાથી જોઇ લેવા.

અઢાર દોષ નીચે પ્રમાણે છે-૧ દાનાંતરાય ૨ લાભાંતરાય ૩ ભોગાંતરાય ૪ ઉપભોગાંતરાય ૫ વીર્યાંતરાય ૬ હાસ્ય ૭ રતિ ૮

અરતિ ૯ ભય ૧૦ શોક ૧૧ દુગંછા ૧૨ કામ ૧૩ મિથ્યાત્વ ૧૪ અજ્ઞાન ૧૫ નિદ્રા ૧૬ અવ્રત ૧૭ રાગ ૧૮ દ્વેષ—એ અઢાર દૂષણો રહિત હોય.

ચાર ઘાતી કર્મ નીચે પ્રમાણે—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય. એ ઉપર કહેલાં દૂષણો રહિત હોય અને જેમણે કેવળ જ્ઞાન, કેવલદર્શન પ્રાપ્તકર્યુ હોય તેમને સત્ય દેવ માનવા.

પ્રશ્ન—તેવા દેવ કોણ હોઈ શકે ?

ઉત્તર—શ્રી તીર્થંકર ભગવાનજ તેવા સત્યદેવ છે; બીજા નથી.

પ્રશ્ન—શંકર, બ્રહ્મા, વિષ્ણુ, વગેરે દેવ સત્ય દેવ કહેવાય કે નહીં ?

ઉત્તર—ઉપર બતાવેલા ગુણો સહિત અને દોષ રહિત તે દેવો નથી તે તેમનાં ચરિત્ર, મૂર્ત્તિઓ તથા તેમનાંજ શાસ્ત્રથી સિદ્ધ થાય છે એટલે તેમને દેવ કેમ મનાય ? અર્થાત તેમને સત્ય દેવ તરીકે માની શકાય નહીં, પરંતુ ઉપર બતાવેલા ગુણો જેનામાં હોય અને દૂષણો ન હોય તેમનેજ સત્ય દેવ તરીકે માની શકાય.

## ૨ ગુરૂ તત્ત્વ.

પ્રશ્ન—૧ સત્ય ગુરૂ કોને માનવા ?

ઉત્તર—જિનેશ્વર ભગવાનના કહેલાં શાસ્ત્રોને અનુસરીને ચાલે, પાપથી બીએ, સાચો ઉપદેશ આપે, હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રીગમન અને ધન વગેરેના ત્યાગી હોય, નિરંતર શાસ્ત્રાધ્યયન કરતા હોય

તેમને સત્ય ગુરૂ માનવા. જગતમાં ત્રણ પ્રકારના ગુરૂ હોય છે–પહેલા પત્થરના નાવ સમાન પોતે તરી શકે નહીં એટલે ડૂબે અને બીજાને ડૂબાડે. બીજા કાગળના નાવ સમાન પોતે તરી શકે પણ બીજાને તારી શકે નહીં. ત્રીજા કાષ્ઠના નાવ સમાન પોતે તરે અને બીજાને પણ તારે, એવા ગુરૂને માનવા જોઇએ.

## ૩ ધર્મ તત્ત્વ.

જે અધોગતિમાં જતા જીવોને અટકાવી ઉચ્ચ ગતિમાં લઈ જનાર અર્થાત્ ક્રમે કરીને મોક્ષમાં લઇ જનાર તેને ધર્મ કહીએ.

પ્રશ્ન–૧ તે ધર્મ શી રીતે મેળવી શકાય ?

ઉત્તર–પ્રથમ માર્ગાનુસારીના પાંત્રીશ બોલ જાણી તે પ્રમાણે વર્ત્તવાથી ધર્મ પામવાની યોગ્યતા આવે છે.

પ્રશ્ન–૨ ધર્મ કેટલા પ્રકારનો છે ?

ઉત્તર–મુખ્ય બે પ્રકારનો છે–એક આત્મિક ધર્મ અને બીજો વ્યાવહારિક ધર્મ.

પ્રશ્ન–૩ આત્મિક ધર્મ કોને કહેવાય ?

ઉત્તર–આત્માનું લક્ષણ-અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંત વીર્યાદિ છે તેમાં રમણ કરવું તે આત્મિક ધર્મ.

પ્રશ્ન-૪ વ્યાવહારિક ધર્મ કોને કહેવાય?

ઉત્તર-દાન, શીયળ, તપ, અને ભાવનારૂપ ઉત્તમ પ્રકારની કરણી કરવી, જેવી કે-સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, દેવપૂજા, ગુરુભક્તિ, સ્વામીભક્તિ, તીર્થયાત્રા, રથયાત્રા વગેરે ધર્મકરણી શાસ્ત્રાનુસારે કરવી તે વ્યાવહારિક ધર્મ.

---

## ચરિત્ર મહિમા.

( તોટક છંદ. )

જન મહાનતણાં જીવનો પઠીને,[1]
અનુસરતાં મહાન તમેય થશો;
ભવપંથ વિકટ અતિ તેહ પરે.[2]
પગલાં નવલાં[3] પણ મૂકી જશો.




---

૧ અભ્યાસ કરીને. ૨ તેની ઉપર. ૩ નવાં.

# પુસ્તક વાંચનાર પ્રેમીને ધ્યાનમાં રાખવા લાયક અગત્યની સૂચના.

૧ પુસ્તકને થૂંક લગાડવું નહિ.
૨ પુસ્તકને અશુદ્ધ વાંચવું નહિ.
૩ પુસ્તકને પાસે રાખી વાછૂટ કરવી નહિ.
૪ પુસ્તકને પગ લગાડવો નહિ.
૫ પુસ્તકને પટકવું નહિ.
૬ પુસ્તકને પાસે રાખી ભોજન કરવું નહિ.
૭ પુસ્તકને પાસે રાખી પેશાબ કરવો નહિ.
૮ પુસ્તકના અક્ષર થૂંકથી ભુંસવા નહિ.
૯ પુસ્તક ઉપર બેસવું કે સુવું નહિ.
૧૦ પુસ્તકને પાસે રાખી ઝાડો કરવો નહિ.
૧૧ પુસ્તકનો અગ્નિથી નાશ કરવો નહિ.
૧૨ પુસ્તકનો પાણીથી નાશ કરવો નહિ.
૧૩ પુસ્તકનો ફાડીને કે બીજા કોઈ પણ પ્રકારે નાશ કરવો નહિ.

# કેવી રીતે વાંચવું?

૧ આંખો ખેંચવી પડે એવા થોડા અજવાળામાં કદી વાંચવું નહિ.

૨ વાંચતી વખતે તમારૂં માથું હમેશાં સીધું રાખવું.

૩ આ વાત કદી ભુલતા નહિ કે તમારી આંખની કિંમત કોઇ પણ ચોપડી કરતાં વધારે છે અને તમારી આંખપરજ તમારા રક્ષણ તથા ફત્તેહનો મુખ્ય આધાર છે.

૪ વાંચતી વખતે તમારી ચોપડી આંખોથી શુમારે ચૌદ ઈંચ દૂર રાખવી.

૫ વાંચતી વખતે કદી પણ પ્રકાશ તરફ મ્હોં રાખવું નહિ પરંતુ અજવાળું તમારી પાછલી બાજુથી અથવા તો તમારા ડાબા ખભા તરફ થઇને પુસ્તકપર આવે એવી રીતે વાંચવાનું રાખવું.

૬ થોડી થોડી વારને અંતરે ચોપડીની બહાર જરા વાર જોતા રહીને અથવા આંખો બિલકુલ બંધ કરતા રહીને તેને આરામ આપવો.

૭ ચોપડી ઉપર સૂર્યનાં કીરણ પડતાં હોય એવી રીતે કદી પણ વાંચવું નહિ

૮ સ્વચ્છ પાણીથી સવારે અને સાંજે તમારી આંખો સાફ કરવી અને ઠંડું પાણી ખોબાવડે તેના પર છાંટવું.